### ૧૦૫૭. માંડ—ગરબી.

આજ રૂડા રંગમાં રમેછ રંક લાલિયારે લાલ;
જુઆ કરવા પરપેટી (પતેતી) હું ચાલિયારે. આજ.

બહૂ ગોરી અંગ્રેજોની જાતરે,
કરી ગોઢહેલ ઘણી મારે લાતરે;
ભૅલા છેઠ પારછીની છી વાતરે. આજ.

નવે ધોતિયે દિપેછ લાલ કોરરે,
વલી ટોપીપર ચમકેછે મોરરે;
અરે આજે કિકલાનો છો તોરરે. આજ.

કબૂ જૂવે કિકલી તો હરખાયરે,
બધી ઓવળાઈ ઓવળાઈ જાયરે;
વલી તે પણ નાચી કુદી ગાયરે. આજ.

જ્યાં ખાટી તાડીની પણ ખૂટરે,
મલી ત્યાં ભોજન બ્રાંડીની લૂટરે,
પગો નાગા પામ્યા જોડી બૂટરે. આજ.

અરે દોછલાં તમારી છી વાતરે,
પડું ઓટલે અઢાર દિવછ રાતરે;
મલે ખાવા પકવાન ભાત ભાતરે. આજ.

બલી બાઇ ફરે રાત દિવછ વેઠરે,
મને ભોજન લાવી આલે હેઠરે;
છહૂ ચાકર ને જાણે હું છેઠરે. આજ.

ઘણાં જોજો આવાં નવાંજ છાલરે,
છુખી રહેજો બુઢ્ઢાં જવાંન બાલરે;
છુણો પીરોજ વધો જછ ધન માલરે. આજ.

### ૧૦૯૮. દેશ—પદ.

કેહરી ગુણ ગાઇએ આજ, વીકટોરિયાકો સલામત રહિયો તાજ.
સત્ય ન્યાય હય જાકો અભૂષણ, કરૂણા નિધાની કાજ,
રેહત શેર સંગ છેરી નિરભય, ટોકે ચિડી નહિ બાજ. કેહરી૦
હિંદ ભલી ભાગ્યવંત ભઇ હય, રીજ કરે નિત નાજ,
દયાલ પ્રભુ યે કાયમ રખિયો, યાવ ચ્વીસસી રાજ. કેહરી૦,

### ૧૦૯૯. ભૈરવી—પદ.

સજન સહુ સલામતીઓ સારી, લ્યો તન મને સ્વિકારી. સજન.
ગવરનર સર જેમ્સ ફર્ગ્યુસન, યશ તેમના ઉચ્ચારી. સજન.
કેળવણીને અધિક ઉત્તેજન, દીધું નેક વિચારી. સજન.
મુંબઇનું મોટું પરદર્શણ, તેને દીધી યારી. સજન.
સદા ખુદા જશ રસ કસ બક્ષે, દે સહુ કાજ સુધારી. સજન.
પ્રેમ જામ ભરિ ફિરોજ મધથી, પીજા હુરરે પુકારી. સજન.

### ૧૧૦૦. ખમાચ—ગજલ.

ગાઇયેં સુગુણ ગુણિકે, જિનને તન મન ધનસેં;
કિયે સુકાજ બહુ તાકો, સુગીત ગા રિઝાઇયેં. ગાઇયેં.
માણકબાઇ જનનીને, પ્રેમસે પઢાયો બહુ;
ભયો સ્વબળ કીર્ત્તિવંત, તાહી મિલન ધાઇયેં. ગાઇયેં.
શિક્ષક હોય પ્રોફેસર, સૌદાગર અરૂ પ્રધાન;
પ્રતાપી ભયો હૈ તાકોં, આશિશ શુભ ચ્હાઇયેં. ગાઇયેં.
શ્રેષ્ટ દેશ હિતકારી, આતમજ નવરોજજીકે;
દાદાભાઇકો ફિરોજ, સબ મિલ બલ જાઇયેં. ગાઇયેં.